

॥ श्रीसद्गुरुर्विजयतेतराम् ॥

# ॥ श्रीआशौचविवेक ॥


સંગ્રહકર્તા:-બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા.


પોતાના સ્વર્ગસ્થ પિતા શ્રીયુત કાળીદાસ ધનજી દવેના
સ્મરણાર્થે પ્રકટ કરનાર

**બહેન મણીબાઇ કાળીદાસ.**

ઉપલેટા—કાઠિયાવાડ.


આવૃત્તિ ચોથી.

"નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસ" માં ત્રિવેદી લલ્લુભાઈ ઇશ્વરદાસે
છાપ્યું—પીરમશારોડ—અમદાવાદ.

સંવત ૧૯૭૬. શાકે ૧૮૪૨. ઈ. સ. ૧૯૨૦.

પ્રત ૪૦૦.

# અનુક્રમણિકા.



---

॥ ॐ ॥

॥ श्रीसद्गुरुर्विजयतेतराम् ॥

# ॥ श्रीआशौचविवेक ॥

## ઉપોદ્ઘાત.

સંબંધિજનના મરણથી મનુષ્યના મનને શોક થવો સ્વાભાવિક છે. આવા શોકવાળા મનથી અતિસાવધાનતાથી કરવાયોગ્ય વૈદિક તથા સ્માર્ત કર્મો લક્ષપૂર્વક થઇ શકે નહિ એ દેખીતુંજ છે, માટે સંબંધના પ્રમાણમાં સૂતક પાળવાના દિવસોનું તથા તે દિવસોમાં સૂતક પાળનારાઓના મનમાં વિરાગની વૃદ્ધિ થઇ શોકની નિવૃત્તિ વેલાસર થાય એવા ઉપાયોનું સેવન કરવાનું આર્યઋષિઓએ દર્શાવ્યું છે. વૃદ્ધ અને અતિવૃદ્ધાદિ સંબંધિજનના મરણમાં તથા ભ્રાંતમનવાળા કે નિરંતર રોગગ્રસ્ત રહેતા સંબંધિજનના મરણમાં તેમનાં સગાંવહાલાંઓને શોક થવાનો સંભવ ઓછો હોય છે, છતાં તેઓનું સૂતક પાળવાનું પણ સ્મૃતિકારોએ દર્શાવ્યું છે, તે માત્ર તેટલો કાલ રાગોત્પાદક કાર્યો ઓછાં સેવાય તો તે પ્રકારાંતરે ઉપકારક હોવાથી, તથા એવા અનેક વિશેષ પ્રસંગોનો નિર્ણય દર્શાવવો કઠિન હોવાથી, તેમણે સૂતકના સામાન્ય નિર્ણયો દર્શાવ્યા છે. મરનાર જો ચેપી રોગથી મરણ પામ્યો હોય તો તેના સંબંધમાં આવનાર મનુષ્યને સૂતક પાળવું પડે છે, તેથી તેઓ અન્ય મનુષ્યને સ્પર્શ કરી શકતા નથી, આથી તે રોગ અન્યને થવાનો સંભવ રહેતો નથી, આ પણ સૂતક પાળવામાં લાભ છે. વૃદ્ધિસૂતકમાં

શોકનું કારણ નથી, પણ પરંપરાવડે અશુદ્ધિનો સંભવ જાણી તે સૂતક પાળવાનું ઠરાવ્યું જણાય છે, ને તેમાં મૃતાશૌચના જેવાં વિરાગ ઉપજાવનારાં સાધનો સેવવાનું ઠરાવ્યું નથી.

વર્ણાશ્રમના ધર્મોમાં શ્રદ્ધા રાખનાર તથા તે પ્રમાણે વર્તનાર જનોના ઉપયોગમાટે એ સૂતકનો ઉપયોગપૂરતો નિર્ણય પ્રાચીન તથા અર્વાચીન ગ્રંથોને આધારે નીચે દર્શાવવામાં આવે છે.

---

## આશૌચના અધિકારી.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રમાં પ્રથમના ત્રણ વર્ણમાંનો કોઇ પુરુષ જનોઇ લીધા પછી બ્રહ્મચારી ન રહે તો ત્યારથી, ને શૂદ્ર પરણ્યા પછી કિંવા સોળ વર્ષના વયપછી સૂતકનો અધિકારી થાય છે. બ્રહ્મચારી જો પોતાના માતાપિતાનું અગ્નિસંસ્કારાદિ અંત્યકર્મ કરે તો તેને સૂતક લાગે છે, અન્યથા લાગતું નથી. જનોઇ દીધા વિનાનો બાળક પણ જો પોતાના માબાપની ઉત્તરક્રિયા કરે તો તેને પણ સૂતક લાગે છે, અન્યથા લાગતું નથી.

---

## જનનાશૌચ. ( વૃદ્ધિસૂતક. )

ત્રણ માસપર્યંતના ગર્ભસ્રાવમાં સર્વવર્ણની સુવાવડી સ્ત્રીએ ત્રણ અહોરાત્ર રજસ્વલાની પેઠે સૂતક પાળી ક્યાંઇ પણ સ્પર્શ ન કરવો, ને ચાર માસના ગર્ભનો સ્રાવ થાય તો તેણીએ ચાર રાત્રિનું સૂતક પાળવું. કહેલા દિવસો પછી સ્નાન કરવાથી તેણીની શુદ્ધિ થાય છે. પિતા આદિક સાત પેઢીનાને તથા ઓરમાન માને આવા પ્રસંગમાં માત્ર સ્નાનથી શુદ્ધિ થાય છે.

પાંચમે માસે તથા છઠ્ઠે માસે જો ગર્ભપાત થાય તો સર્વ વર્ણની તે તે સુવાવડી સ્ત્રીને અનુક્રમે પાંચ અહોરાત્રનું તથા છ અહોરાત્રનું અસ્પર્શનું સૂતક લાગે છે. પિતા આદિ સાત પેઢીવાળાને તથા ઓરમાન માને ત્રણ રાત્રિનું વૃદ્ધિસૂતક લાગે છે, પણ મૃતસૂતક લાગતું નથી.

પૂર્વોક્ત ગર્ભસ્રાવનું તથા ગર્ભપાતનું જે સૂતક તે સર્વ વર્ણને સાધારણ છે.

સાત માસપછીથી તે પ્રસવ થાય ત્યાંસુધીમાં સાત પેઢીવાળાસુધીના બ્રાહ્મણને દશ દિવસનું, ક્ષત્રિયને બાર દિવસનું, વૈશ્યને પંદર દિવસનું, જનોઇવિનાના ક્ષત્રિયને ને વૈશ્યને સોળ દિવસનું, અને શૂદ્રને એક માસનું વૃદ્ધિસૂતક લાગે છે. સંકરજાતિને શૂદ્રપ્રમાણે સૂતક લાગે છે. ઓરમાન માને પિતાના જેટલું સૂતક લાગે છે. સાત માસથી તે પ્રસવકાલપર્યંતમાં જો મુએલું બચ્ચું અવતરે તોપણ તે સર્વને ઉપર પ્રમાણે વૃદ્ધિસૂતક લાગે, પણ મૃતસૂતક લાગે નહિ.

બાપને ઘેર પુત્રીને સુવાવડ થાય તો માતાપિતાને ત્રણ રાત્રિનું અને સગા ભાઇને એક રાત્રિનું વૃદ્ધિસૂતક લાગે. સ્વામીના ઘરમાં સ્ત્રીને પ્રસવ થાય તો પિતા આદિ પીયરવાળાંને વૃદ્ધિસૂતક લાગે નહિ.

વૃદ્ધિસૂતકમાં સુવાવડી સ્ત્રીએ દશ દિવસસુધી ને પિતા તથા ઓરમાન માએ સ્નાન કરતાંસુધી ક્યાંઇ સ્પર્શ ન કરવો. મૃતસૂતકમાં સર્વ સૂતકીને ક્યાંઇ સ્પર્શનો તથા સંક્ષેપસંધ્યાવિના બીજા કર્મનો અધિકાર નથી, અને વૃદ્ધિસૂતકમાં તેમને સ્પર્શનો બાધ નથી.

મૂલપુરુષથી આરંભી સાતમા પુરુષસુધીના વંશજોને સપિંડ જાણવા. આઠથી ચૌદમી પેઢીલગીનાને સોદક, ને પંદરથી એકવીશમી પેઢીલગીનાને સગોત્ર સમજવા. જ્યાં સપિંડને દશ રાત્રિનું મૃતસૂતક

હોય ત્યાં સોદકને ત્રણ રાત્રિનું મૃતસૂતક લાગે, ને સગોત્રને સ્નાન-માત્ર લાગે છે. આઠમા ઇત્યાદિકના પિતા ઇત્યાદિક જીવતા હોય તો તે આઠમાને દશ દિવસપર્યંત સૂતક, ને પિતા ઇત્યાદિનું મરણ થયા પછી ત્રણ દિવસનું સૂતક લાગે છે. બ્રાહ્મણની સુવાવડી સ્ત્રીને દશ દિવસનો અસ્પર્શ મટયા પછી જો પુત્ર અવતરેલો હોય તો વીશ દિવસસુધી અને કન્યા અવતરેલી હોય તો માસપર્યંત તેને કર્મનો અધિકાર નથી.

નાળછેદન કર્યા પહેલાં બાળક મરણ પામે તો માતાને દશ દિવસનું, અને પિતા આદિક સપિંડોને ત્રણ રાત્રિનું માત્ર વૃદ્ધિસૂતક લાગે, ને નાળછેદન કર્યા પછી જો બાળક મરે તો સપિંડોને દશ દહાડાનું માત્ર વૃદ્ધિસૂતક લાગે.

નાળછેદન કર્યા પહેલાં જાતકર્મસંસ્કારમાં તથા દાનમાં પિતાને અધિકાર છે. એ રીતે તેને પાંચમે, છઠ્ઠે અને દશમે દિવસે દાનમાં તથા જન્મદા ઇત્યાદિ દેવતાના પૂજનવિષે અધિકાર છે. તે દિવસે બ્રાહ્મણોને દાન લેવામાં દોષ નથી.

---

## મૃતાશૌચ. ( મૃતસૂતક. )

દશ દિવસપછી અને નામ પાડતા પહેલાં ( બ્રાહ્મણને ૧૧ મો, ક્ષત્રિયને ૧૩ મો, વૈશ્યને ૧૬ મો, ને શૂદ્રને ૩૧ મો દિન એ અનુક્રમે નામ પાડવાના દિવસ જાણવા. ) જો સંતતિનું મરણ થાય તો સાત પેઢીવાળાને સ્નાનમાત્ર લાગે. મરનાર પુત્ર હોય તો ત્રણ રાત્રિનું અને કન્યા હોય તો એક દિવસનું માબાપને સૂતક લાગે.

નામ પાડ્યા પહેલાં મુએલા બાળકને દાટવાનોજ નિર્ણય છે. નામ પાડ્યા પછીના ત્રણ વર્ષલગીના વાળ નહિ ઊતરાવેલા બાળકને ડાટે અથવા બાળે એમાંથી ગમે તેમ કરે, તોપણ જેને પૂરાં બે

વર્ષ થયાં નથી તેને ડાટવું એ મુખ્ય પક્ષ છે, ને પૂર્ણ બે વર્ષવાળાને તથા તેથી વધારે વયવાળાને દાહ એ મુખ્ય પક્ષ છે. તેને શ્મશાનમાં ઉદક-દાનાદિ ન આપવું. વસ્ત્ર તથા પુષ્પચંદનાદિવડે તેવાં પ્રેતને અલંકૃત તો કરવાંજ. નામ પાડ્યા પછી ને દાંત ઉગ્યા પહેલાં પુત્ર મરણ પામે, ને જો તેને બાળે, તો સાત પેઢીવાળાઓને એક દિવસનું મરણ-સૂતક લાગે, ને ડાટે તો **સ્નાનમાત્રથી** શુદ્ધિ થાય છે, પણ માતા-પિતાને તો તે બાળકને બાળે, કિંવા દાટે, તોપણ ત્રણ રાત્રિનું સૂતક લાગે છે. કન્યા મરણ પામેલી હોય તો ત્રણ પેઢીઓના સંબંધી-ઓને બેઉ ( બાળવાના તથા ડાટવાના ) પક્ષમાં **સ્નાનમાત્રથી** શુદ્ધિ થાય છે, અને માબાપને એક દિવસનું સૂતક લાગે છે.

જે સૂતકમાં પિતાને ત્રણ રાત્રિનું સૂતક લાગે ત્યાં સપિંડોને એક રાત્રિ, ને સગોત્રને સ્નાનમાત્ર લાગે, અને જે સૂતકમાં પિતાને એક રાત્રિ સૂતક લાગે ત્યાં સપિંડોને સ્નાનમાત્ર લાગે, તથા જ્યાં સપિંડોને દશ દહાડાનું સૂતક લાગે ત્યાં સોદકોને ત્રણ રાત્રિનું સૂતક જાણવું.

દાંત ઉગ્યા પછીથી ( જન્મ્યા પછી લગભગ ૭ માસથી ) તે ત્રણ વર્ષપર્યંતના મરણ પામેલા પુત્રને બાળે કિંવા ડાટે તો સાત પેઢીવાળાને એક દિવસનું અને માબાપને ત્રણ રાત્રિનું સૂતક લાગે. મરનાર જો કન્યા હોય તો ત્રણ પેઢીના સંબંધીઓને સ્નાનમાત્ર લાગે, ને માબાપને ત્રણ રાત્રિનું સૂતક લાગે.

પ્રથમ વર્ષપછીથી ત્રણ વર્ષની અવધિમાં વાળ ઊતરાવેલા પુત્રનું મરણ થતાં સાત પેઢીસુધીના પુરુષોને ત્રણ રાત્રિનું સૂતક લાગે. એવા મૃત્યુ પામેલા બાળકને બાળવો જોઈએ, તથા તેના શબની પાછળ પણ જવું જોઈએ. તેનાં દાહ અને તિલાંજલિ મંત્રરહિત કરવાં.

ત્રણ વર્ષની ઉપરાંતનો પુત્ર જનોઇ દીધા પહેલાં મરણ પામે તો પિતાથી માંડીને સાત પેઢીલગીના સર્વને ત્રણ દિવસનું સૂતક લાગે. એવા પુત્રને ઉદકદાનાદિ બોલ્યા વિના આપવું. તેના વાળ ઊતરાવ્યા હોય તો પૃથ્વીપર મુંગે મોઢે પિંડદાન દેવું.

દાંત ઉગ્યા સુધીમાં મરણ થનારના મૃત્યુથી બીજે દિવસે તેના સમાનવયવાળાઓને દૂધનું દાન કરવું. ત્રણ વર્ષપર્યંત અથવા ચૌલપર્યંત તેના સમાનવયવાળાઓને ખીરનું દાન કરવું. ત્યારપછી ઉપનયનસુધી સૂતકની નિવૃત્તિ થયા પછી તેના સમાનવયવાળાઓને ભોજનાદિકનું દાન કરવું.

શૂદ્રને ઉપનયનને ઠેકાણે વિવાહ છે, એટલે ત્રણ વર્ષપછીથી વિવાહસુધી કિંવા વિવાહ ન થયો હોય તો સોળ વર્ષસુધીમાં જો શૂદ્રનું મૃત્યુ થાય તો તેનું ત્રણ દિવસનું સૂતક લાગે, ને સોળ વર્ષપછી કિંવા વિવાહપછી તેની જાતિનું સૂતક જાણવું.

ત્રણ વર્ષપછી અને વાગ્દાન થતા પહેલાં મરણ પામેલી કન્યાનું ત્રણ પેઢીવાળાને એક દિવસનું, અને માબાપને ત્રણ દિવસનું સૂતક લાગે, તેનાં દાહાદિક મંત્રરહિત કરવાં.

વાગ્દાન( વેશવાળ )પછી અને લગ્નપહેલાં મરેલી કન્યાનું સાસરાના અને પીયરના બંને કુળમાં પિતાદિ સાત પેઢીઓના સર્વસંબંધીઓને ત્રણ દિવસનું સૂતક લાગે. તેનાં દાહાદિક પણ મંત્રવિના કરવાં.

જનોઇવિનાનો પુત્ર અથવા કુંવારી કન્યા મરે તો આઠથી ચૌદ પેઢીસુધીના માણસોને સૂતક લાગતું નથી, માત્ર સ્નાન લાગે છે.

જનોઇ આપેલા પુત્રનું મરણ થાય તો સર્વે સપિંડોને (સાત પેઢીના પિત્રાઇઓને ) પૂરું–બ્રાહ્મણને દશ દિવસનું, ક્ષત્રિયને બાર

દિવસનું, વૈશ્યને પંદર દિવસનું, ને શદ્રને (મરનાર પરણેલ હોય તો) એક માસનું સૂતક લાગે, સોદકને ત્રણ રાત્રિનું સૂતક, ને સગોત્રને માત્ર સ્નાનજ લાગે. લોકવ્યવહારની સિદ્ધિમાટે પૂર્વોક્ત મરણમાં સર્વ વર્ણના સર્વ સપિંડને સમાન દશ દિવસનું સૂતક લાગે એવો પણ પક્ષ છે, તોપણ લોકવ્યવહારવિના નિત્યકર્માદિમાં તેનો ઉપયોગ નહિ કરતાં પોતાના વર્ણાનુસારનું સૂતક પૂરું થયા પછી નિત્યકર્મમાં પ્રવૃત્તિ કરવા યોગ્ય છે એમ જણાય છે.

પરણાવેલી કન્યા પિતાને ઘેર મરે તો માબાપને તથા સગા ભાઇને ત્રણ રાત્રિનું સૂતક લાગે, અને કાકા આદિ સર્વને એક દિવસનું સૂતક લાગે.

પતિના ઘરમાં સ્ત્રીનું મરણ થાય તો તે સ્ત્રીનાં માબાપને ત્રણ રાત્રિનું સૂતક લાગે.

માબાપના મરણમાં પરણેલી પુત્રીને જો દશ દિવસલગીમાં તે જાણે તો ત્રણ રાત્રિનું સૂતક લાગે, અને દશ દહાડાઉપરાંત કાલાંતરે એક વર્ષસુધીમાં જાણવામાં આવે તોપણ પક્ષિણીનું (૧॥ દિવસનું –એક અહોરાત્ર ને એક દિવસનું) સૂતક લાગે. દાદા અને કાકાના મરણમાં પરણેલી કન્યાએ માત્ર સ્નાન કરવું.

જનોઇવિનાના પુત્રને તથા કુંવારી કન્યાને માતાપિતાનું પૂરેપૂરું સૂતક લાગે છે, પણ મામા આદિનું થોડું પણ સૂતક લાગતું નથી.

બેનને ઘેર ભાઈનું અને ભાઇને ઘેર બેનનું મરણ થાય તો જીવનાર ભાઇ કે બેનને ત્રણ રાત્રિનું સૂતક લાગે છે, પોતપોતાને ઘેર કે બીજે ઠેકાણે મરણ પામે તો એકબીજાને પક્ષિણી સૂતક લાગે છે, ને બીજે ગામ મરણ પામે તો એક દિવસ સૂતક લાગે છે. ઓરમાન ભાઇબેનને તથા બેનોને પણ મરણપ્રસંગે ઉપર કહ્યા પ્રમાણે સૂતક જાણવું.

જો જનોઇવિનાનો ભાઈ મરે તો તેની બેનને સૂતક લાગતું નથી, તેને માત્ર સ્નાન લાગે છે.

જો જનોઇવિનાનો મામો મરે તો ભાણેજને એક રાત્રિ સૂતક લાગે, અને જનોઇવાળા સગા અથવા ઓરમાન મામાનું મરણ થતી વેલા, જો ભાણેજ તેની સમીપ હોય અથવા પોતે નાનપણમાં મામા-સાથે રહી પછી જુદો રહેતો હોય તો તે મામાના મરણથી ભાણેજને ત્રણ દિવસનું સૂતક લાગે. જો તે વેલા ભાણેજ સમીપ ન હોય ને પ્રથમથીજ પોતાના મામાથી જુદો રહેતો હોય તો ભાણેજ તથા ભાણેજીને દોઢ દિવસનું સૂતક લાગે છે. સગી મામીના મરણમાં ભાણેજોને પક્ષિણી સૂતક લાગે. સાવકી મામીનું સૂતક ભાણેજોને લાગે નહિ.

જો જનોઈ દીધેલો ભાણેજ મરે તો મામાને તથા માસીને ત્રણ રાત્રિનું સૂતક લાગે. જો જનોઇ દીધાવિનાનો ભાણેજ મરે તો તેમને દોઢ દિવસનું સૂતક લાગે. જો ભાણેજી મરે તો તેમને માત્ર સ્નાન લાગે.

જો માતામહ—માનો બાપ—મરે તો દૌહિત્રને—દીકરીના દીકરાને—ત્રણ રાત્રિનું સૂતક લાગે; ને જો માતામહી—માની મા—મરે તો દૌહિત્રને દોઢ દિવસનું સૂતક લાગે, જો જનોઇ દીધેલો દૌહિત્ર મરે તો માતામહને તથા માતામહીને ત્રણ રાત્રિનું સૂતક લાગે; ને જો જનોઇ દીધાવિનાનો દૌહિત્ર મરે તો તેમને દોઢ દિવસનું સૂતક લાગે.

જો સાસુસસરાના મરણકાલે જમાઈ પાસે હોય તો તેને ત્રણ રાત્રિનું સૂતક લાગે, પાસે ન હોય પણ એજ ગામમાં તે હોય તો તેને દોઢ દિવસનું સૂતક લાગે, અને જો તે બહારગામ હોય તો તેને એક અહોરાત્રનું સૂતક લાગે.

• પોતાની સ્ત્રી મરવાથી જેઓનો સંબંધ નિવૃત્ત થયો હોય એવાં ને જુદાં રહેનારાં સાસુસસરો જો મરણ પામે તો જમાઇને દોઢ અહોરાત્રિનું સૂતક લાગે.

પોતાના જમાઈના મરણમાં સાસુસસરાને માત્ર સ્નાન લાગે,

અથવા તો એક અહોરાત્રનું સૂતક લાગે. પોતાને ઘેર જો જમાઈ મરણ પામે તો સાસુસસરાને ત્રણ રાત્રિનું સૂતક લાગે.

જો સાળો કિંવા સાળી મરણ પામે તો બનેવીને એક અહોરાત્રનું સૂતક લાગે, જનોઈવિનાનો સાળો મરણ પામે તો બનેવીને માત્ર સ્નાન લાગે, સાળાનો પુત્ર મરે તોપણ માત્ર સ્નાન લાગે, અને સાળાને બનેવીના મરણમાં માત્ર સ્નાન લાગે.

સગી ફોઈના મરણથી ભત્રિજાને દોઢ અહોરાત્રનું સૂતક લાગે, ને ઓરમાન ફોઈના મરણથી તેમને માત્ર સ્નાન લાગે.

ભાઈનું છોકરું એટલે ભત્રિજો કે ભત્રિજી મરે તો ફુઈએ માત્ર સ્નાન કરવું.

માસીના મરણમાં ભાણેજને દોઢ અહોરાત્રનું સૂતક લાગે. ઓરમાન માની બેનના મરણમાં પણ તેટલુંજ સૂતક લાગે. માસી તથા ફુઈ જો તે પોતાને (ભાણેજને કે ભત્રિજાને) ઘેર મરણ પામે તો ભાણેજને તથા ભત્રિજાને ત્રણ દિવસનું સૂતક લાગે.

ફુઈના, માસીના તથા મામાના પુત્રો આત્મબંધુ કહેવાય છે, પિતાની ફુઈના, પિતાની માસીના, તથા પિતાના મામાના પુત્રો પિતૃબંધુ કહેવાય છે, અને માતાની ફુઈના, માતાની માસીના, તથા માતાના મામાના પુત્રો માતૃબંધુ કહેવાય છે. આ ત્રણ પ્રકારના ઉપવીત પામેલા બંધુઓમાંથી કોઈ પણ મરણ પામે તો તેનું દોઢ દિવસનું સૂતક લાગે, ને મામાની, માસીની કે ફુઈની પરણેલી કન્યા મરણ પામે તો તેનું એક અહોરાત્રનું સૂતક લાગે, અને જો તે કુંવારી મરણ પામે તો તેનું માત્ર સ્નાન લાગે.

પૂર્વોક્ત ત્રણ પ્રકારના બંધુઓમાંથી હરકોઈ જનોઈવિનાનો વા ગુણહીન બંધુ મરણ પામે તો તેનું એક દિવસનું સૂતક લાગે, જનોઈવાળો મરણ પામે તો તેનું દોઢ દિવસનું સૂતક લાગે, ને તે જો આપણે ઘેર મરણ પામે તો તેનું ત્રણ દિવસનું સૂતક લાગે.

કૃષ્ઠ ઇત્યાદિની કન્યાએ તો પોતાના બંધુત્રય મૃત થયા છતાં સ્નાનમાત્ર કરવું.

દત્તક (ખોળે લીધેલો) પુત્ર મરે તો જન્મ આપનાર તથા ખોળે લેનાર માબાપોને ત્રણ અહોરાત્રનું ને બેઉ તરફના સપિંડોને એક દિવસનું સૂતક લાગે.

દત્તક પુત્રોનાં બેઉ પક્ષનાં માબાપમાંથી કોઇ મરણ પામે તો દત્તકને ત્રણ રાત્રિનું સૂતક લાગે. માતાપિતાનું ઔર્ધ્વદેહિકકર્મ કીધું હોય તો કર્મસંબંધી દશ દિવસનું સૂતક લાગે. દત્તકના પુત્ર તથા પાૈત્રનું જન્મ કે મરણ થાય તો સપિંડોને વૃદ્ધિસૂતક કે મરણસૂતક એક અહોરાત્રનું લાગે.

આ નિર્ણય સપિંડ અને સોદકકરતાં જુદો દત્તક લીધો હોય તો તે વિષે જાણવો.

સપિંડમાંથી પુત્ર દત્તક લીધેલ હોય તો તેના મરણમાં સર્વ સપિંડોને દશ દિવસનું સૂતક લાગે.

જનોઇ દઇ વેદ ભણાવે તેને કર્મકાંડની રીતે આચાર્ય કહે છે, ને વેદનો એકભાગમાત્ર ભણાવે તેને ઉપાધ્યાય કહે છે. ગામમાં મૃત થયા છતાં આચાર્યનું, પોતાના ઘરમાં સ્માર્તકર્મ ચલાવનારનું, તથા ગાયત્રીનો મંત્રોપદેશ કરનારનું સૂતક શિષ્યને ત્રણ રાત્રિનું લાગે, તેઓ બીજે ગામ મૃત થયા છતાં તેમનું દોઢ દિવસનું સૂતક લાગે, ને આચાર્યનાં-સ્ત્રીપુત્રનું સૂતક એક દહાડાનું લાગે. ઉપાધ્યાયના મરણથી તથાં વેદાંગ ભણાવનારના મરણથી શિષ્યને એક અહોરાત્રનું સૂતક લાગે. સંપૂર્ણ વેદ ભણાવનાર ગુરુ મૃત થાય તો દોઢ દિવસનું સૂતક લાગે.

જનોઇ આપીને વેદ ભણાવનાર ગુરુને તેવા શિષ્યનું ત્રણ દિવસનું સૂતક લાગે, ને બીજાએ જનોઇ દીધેલ હોય તો એક દિવસનું સૂતક લાગે.

સગુણનિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો તથા બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપનારલેનાર આચાર્યશિષ્યને પરસ્પર કોઇ પણ પ્રકારનું સૂતક લાગતું નથી એમ જણાય છે.

સાત પેઢીમાંનો નહિ, તેમજ મૈત્રી આદિ સંબંધવિનાનો, એવો કોઇ પણ અર્થસહિત વેદનું અધ્યયન કરનારો શ્રૌતસ્માર્તકર્મનિષ્ઠ શ્રોત્રિય જેના ઘરમાં મરણ પામે તે ઘરધણીને એક રાત્રિનું સૂતક લાગે. મૈત્રી તથા ઘરનું સમીપપણું ઇત્યાદિ સંબંધ હોય તો ત્રણ રાત્રિનું સૂતક લાગે, ને એમાંથી એક સંબંધ હોય તો દોઢ દિવસનું સૂતક લાગે.

સાથે વેદાધ્યયન કરનારનું મરણ થાય તો દોઢ દિવસનું સૂતક લાગે, ને પોતાના વર્ણમાંનો મિત્ર મરે તો એકદિવસનું સૂતક લાગે.

પોતાને જુદે ઘેર ઉદાસીન અસપિંડનું મરણ થાય તો ઘરધણીને એક દિવસનું, ને રેણાકના ઘરમાં તેનું મરણ થાય તો ઘરધણીને ત્રણ દિવસનું સૂતક લાગે.

જેનું થોડું પણ સૂતક લાગે તેવાનું મરણ પોતાને ઘેર થાય તો ઘરધણીને ત્રણ દિવસનું સૂતક લાગે.

ગામનો કિંવા દેશનો અધિપતિ મરણ પામે તો તેની પ્રજાને સજ્યોતિ ( દિવસે મરે તો રાત્રિસુધી ને રાત્રે મરે તો દિવસસુધી ) સૂતક લાગે.

વાનપ્રસ્થ, સંન્યાસી તથા નપુંસક એમાંનો કોઇ મરે તેમજ રણસંગ્રામમાં જે કોઇ મરે તેમના સપિંડોને સ્નાનમાત્ર લાગે.

---

## અતિક્રાંતાશૌચ.

વૃદ્ધિસૂતક કહેલા દિવસ વિત્યા પછી લાગતું નથી, માત્ર પિતાને દેશાંતરવિષે કાલાંતરમાં પણ સ્નાન લાગે છે.

જેનું ત્રણ દિવસ સૂતક લાગે તેના મરણના સમાચાર ત્રણ દિવસપછી આવે તો સૂતક લાગતું નથી, માત્ર સ્નાન લાગે છે. જો ત્રણ દિવસની અંદર જાણવામાં આવે તો તેણે અધુરું રહેલું સૂતક પાળવું જોઇએ.

જેનું પૂરું સૂતક લાગે તેવાના જન્મમરણના વર્તમાન જાણ્યા પછી બાકી રહેલા દિવસ પાળવાથી શુદ્ધિ છે.

માતાપિતાના મરણસમયે પુત્ર દૂરદેશમાં હોય ને વર્ષપછીથી પણ પુત્ર પોતાનાં માબાપના મરણની વાત સાંભળે તો તે દિવસથી પાછું ફરી તેને પૂરું મૃતસૂતક પાળવું પડે છે. પત્નીના તથા પતિના મરણમાં પણ પરસ્પરમાં ઉપરનો નિયમ છે, તથા શોક્યના મરણમાં શોક્યમાટે પણ તેજ નિયમ છે.

ઓરમાન માના મરણની વાત વર્ષપછી સાંભળવામાં આવે તો ઓરમાન પુત્રને ત્રણ અહોરાત્રનું સૂતક લાગે છે.

ઔરસ પુત્રના મરણના વર્તમાન વર્ષપછી જાણ્યામાં આવે તો તેનાં માતાપિતાને ત્રણ અહોરાત્રનું સૂતક લાગે છે.

એક દેશમાં કોઇ સપિંડનું મરણ દોઢ માસસુધીમાં સાંભળવામાં આવે તો ત્રણ રાત્રિનું, છ માસસુધીમાં સાંભળવામાં આવે તો દોઢ દિવસનું, ને વર્ષસુધીમાં સાંભળવામાં આવે તો એક રાત્રિનું સૂતક લાગે છે, તદુપરાંત માત્ર સ્નાન લાગે છે.

પરદેશમાં ( બ્રાહ્મણને ત્રીશ યોજનથી પર, ને ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રને ક્રમથી ચોવીશ, ત્રીશ તથા સાઠ યોજનથી પર પરદેશ જાણવો.) [illegible]વાળામાંથી કોઇનું મરણ ત્રણ પખવાડીઆલગીમાં સાંભળવામાં આવે તો ત્રણ રાત્રિનું, છ માસસુધીમાં જાણવામાં આવે તો દોઢ દિવસનું, નવ માસપર્યંત જાણવામાં આવે તો એક દિવસનું, ને વર્ષપર્યંત જાણવામાં આવે ને તે જો દિવસે સાંભળે તો સાંજસુધી ને

રાતે સંભળે તો પ્રાતઃકાલસુધી મૃતસૂતક લાગે છે. જો વર્ષપછી જાણવામાં આવે તો સ્નાનમાત્રથી શુદ્ધિ જાણવી.

પૂર્વોક્ત અતિક્રાંતાશૌચ સર્વ વર્ણને માટે સાધારણ છે.

એકગોત્રસંબંધી જે જન્મમરણનાં અતિક્રાંતાશૌચ તે સ્ત્રીપુરુષ બેઉએ પાળવાં, પરંતુ બેન ને મામા આદિ સંબંધના નોખાં નોખાં ગોત્રનાં જેટલાં સૂતક છે, તેટલાં સ્ત્રીપુરુષમાંથી જેના સંબંધમાં હોય તે પાળે એટલે પુરુષના સંબંધીનું પુરુષે અને સ્ત્રીનાં સગાંનું સ્ત્રીએ સૂતક પાળવું, બંનેને તે પાળવાની આવશ્યકતા નથી.

જન્મમરણના સૂતકના સંબંધમાં સૂર્યોદય થતાપહેલાં પૂર્વદિન અને સૂર્યોદયની ઉપરાંત ઉત્તરદિન એવી વ્યવસ્થા આ દેશમાટે જાણવી.

જન્મમાં તથા જનોઇરહિતના મરણમાં અતિક્રાંતસૂતક નથી.

---

## સંપાતાશૌચ–એક સૂતકમાં બીજા સૂતકનું પડવું.

દશ દિવસનું મૃતાશૌચ ચાલતું હોય તેમાં બીજું દશ દિવસનું કે તેથી ઓછું મૃતસૂતક આવી પડે તો તે પ્રથમના ચાલતા સૂતકના બાકી રહેલા દિવસસાથે ઊતરી જાય છે.

દશ દિવસનું વૃદ્ધિસૂતક ચાલતું હોય તેમાં દશ દહાડાનું કે તેથી ઓછું વૃદ્ધિસૂતક આવી પડે તો તે પ્રથમના સૂતકના બાકીના દિવસ પૂરા થતાં ઊતરી જાય.

વૃદ્ધિસૂતક ચાલતું હોય તેમાં દશ દિવસનું કે તેથી ઓછું મૃતસૂતક આવી પડે તો તે પ્રથમના વૃદ્ધિસૂતકસાથે ઊતરે નહિ, પરંતુ તે પ્રથમના બાકી રહેલા વૃદ્ધિસૂતકની આવી પડેલા મૃતસૂતકની સાથે સમાપ્તિ થાય.

ત્રણ દિવસના કે તેથી ઓછા દિવસના મૃતસૂતક કે વૃદ્ધિસૂતકમાં

દશ દિવસનું મૃતસૂતક કે વૃદ્ધિસૂતક પડે તો તેની પૂર્વના મૃતસૂતક કે વૃદ્ધિસૂતકસાથે શુદ્ધિ થાય નહિ.

દશ દિવસના કે ત્રણ દિવસના મૃતસૂતકમાં બરોબરનું કે તેથી ઓછું વૃદ્ધિસૂતક આવી પડે તો પૂર્વના મૃતસૂતકસાથે તે ઊતરી જાય.

પ્રથમ સૂતક ચાલતું હોય તેમાં બીજું સૂતક પડે પણ તે સૂતક જાણવામાં આવેલું ન હોય ને તે પ્રથમના સૂતકની અંતે જાણવામાં આવે તો પછી તે પૂર્ણ પાળવું જોઇએ. પહેલા ચાલતા દશ દિવસના સૂતકની છેલ્લી રાત્રિમાં દશ દહાડાનું વૃદ્ધિસૂતક આવી પડે તો તે રાત્રિ અને આવતો દિવસ પ્રથમના સૂતકમાં એટલે સૂતકની છેવટમાં વધારવાથી તે સૂતક ઊતરે.

દશ દિવસના સૂતકની છેલ્લી રાત્રિના ચોથા પહોરમાં દશ દિવસનું બીજું સૂતક પડે તો ત્રણ દિવસ અધિક પાળવાથી તે સૂતક ઊતરી જાય.

ત્રણ દિવસનાં કે તેથી ઓછા સમયનાં સૂતક શેષરાત્રિએ આવી પડે તો તે પ્રથમના સૂતકસાથે ઊતરી જાય.

પ્રથમના જે સૂતકમાં બે ત્રણ દહાડા વધારવાના કહેલા હોય તે વધારેલા દિવસમાં વળી બીજું મોટું સૂતક પડે તો તેની પૂર્વની સાથે શુદ્ધિ થાય નહિ, કારણકે ઓછાં અથવા બરાબરનાં સૂતક પૂર્વના મોટાંસૂતકસાથે ઊતરી જાય, પરંતુ ઓછામાં અધિક પડેલું સૂતક ઊતરે નહિ.

સપિંડના ચાલતા સૂતકમાં માતાપિતા કે પતિનું પડેલું મૃતસૂતક ચાલતા સૂતકની સાથે ઊતરે નહિ, તે જુદું પાળવું પડે.

માતાના મરણસૂતકમાં પિતાનું મરણસૂતક આવી પડે તો પિતાનું સંપૂર્ણ મૃતસૂતક પાળવાથી શુદ્ધિ છે. બીજાં આવી પડેલાં સૂતકો તો માના સૂતકની સાથે ઊતરી જાય છે.

પિતાના મૃતસૂતકમાં માતાનું મરણસૂતક પ્રથમના સૂતકના દશમા દિવસની રાત્રિપહેલાં આવે તો પિતાનું મૃતસૂતક સંપૂર્ણ પાળીને બીજું દોઢ દિવસનું વિશેષ સૂતક પાળવું, ને બાપના સૂતકના દશમા દહાડાની છેલ્લી રાત્રિના ચોથા પહોરમાં માતાનું મરણ થાય તો બે કિંવા ત્રણ દિવસ વધારે સૂતક પાળવું. પણ તેમાં બાપનું એકાદશાદ શ્રાદ્ધ સારવાનો બાધ નથી, આ વિનાનાં બીજાં આવી પડેલાં સૂતકો પિતાના સૂતકની સાથે ઊતરી જાય છે.

સુવાવડી સ્ત્રી, શવને આગ મૂકનાર, અને મરનારના પુત્રો તેઓને લાગેલું સૂતક પ્રથમના સૂતકમાં આવી પડે તો તે પ્રથમના સૂતકની સાથે ઊતરે નહિ, તે પછીથી પડેલું સૂતક પણ સંપૂર્ણ પાળવું પડે.

વૃદ્ધિસૂતકમાં મૃતસૂતક પડે તોપણ પિંડદાન દેવાનો બાધ નથી. તેમજ મૃતસૂતકમાં વૃદ્ધિસૂતક પડે તો તેમાં બાળકને જાતકર્માદિ સંસ્કાર તે વેળા અથવા મૃતસૂતક ઊતાર્યા પછી કરવા.

---

## સંસર્ગાશૌચ.

સપિંડ કે સોદકવિનાના સજાતીય શવને દિવસે અડકે તો રાત્રે તારા જોવાથી શુદ્ધિ થાય, ને જો રાત્રે અડકે તો સવારે સૂર્યનું દર્શન કરવાથી શુદ્ધિ થાય. હીનવર્ણના શવનો સ્પર્શ થયાથી વિશેષ સૂતક પાળવું જોઇએ. સૂતકીનું અન્ન જમવાથી તથા તેના ઘરમાં રહેવાથી મરનારના સંબંધીજેટલું મૃતસૂતક લાગે. આ સૂતકમાં નિત્યકર્મનો અધિકાર છે, માત્ર અન્યને સ્પર્શ ન કરવો. આ સંસર્ગસૂતકવાળાનાં સ્ત્રીપુત્રાદિને તથા અન્નાદિ પદાર્થને મરણસૂતકનો સંબંધ નથી.

પ્રીતિવડે સવર્ણના શવને ઉંચકે, તેના ઘરનું અન્ન જમે, અને

મરનારના ઘરમાં રહે, તો તેને પૂરું સૂતક લાગે છે. મરનારનું અન્ન ન જમે પણ માત્ર તેના ઘરમાં રહે તો ત્રણ દિવસનું સૂતક જાણવું. મરનારના ઘરમાં ન રહે, તેનું અન્ન ન જમે, પણ માત્ર તેનું શવ ઉચકે, તો તેને એક દિવસનું મૃતસૂતક લાગે છે. બીજા ગામના શવને ઉપાડી પોતે બીજે ગામ જઇ વાસ કરે તો તેને એક દિવસ સૂતક લાગે છે.

મૂલ્ય લઇને સવર્ણનું પ્રેત ઉચકે અને બાળે તો મરનારની જાતિવાળાને જેટલું મૃતસૂતક લાગે તેટલું તેને પણ લાગે. બીજી જાતિ પ્રેતને ઉચકે તથા બાળે તો તેને મરનારની જાતિનું સૂતક લાગે, ને જો મૂલ્ય લઇને બીજી જાતિના શવને ઉપાડે તથા બાળે તો તેને મરનારની જાતિવાળાથી બમણું સૂતક લાગે છે.

સોદકના ( આઠમી પેઢીથી ચૌદમી પેઢીસુધીના ) શવને ઉપાડે તો દશ દહાડાનું સૂતક લાગે.

અસપિંડ એટલે સાત પેઢીમાંના નહિ એવા પ્રેતને અજાણતાં વસ્ત્રાદિ પહેરાવે તો એક દિવસના ઉપવાસથી શુદ્ધિ થાય. ઉપવાસ કરવા અશક્ત હોય તો સ્નાનમાત્ર કરે. જો જાણીને એવા શવને વસ્ત્રાદિ પહેરાવે તો તે પાદકૃચ્છ્ર ( પા કૃચ્છ્ર ) પ્રાયશ્ચિત્ત કરે.

પોતાની જાતિનો કોઇ અનાથ (જેને કોઈ કરનાર નથી એવો) બ્રાહ્મણ મરી જાય તેના પ્રેતને પરમાર્થબુદ્ધિએ જે ઉચકે, બાળે અને ક્રિયા કરે તેને અનંત ફલની પ્રાપ્તિ થાય, ને તેને સ્નાનમાત્રથી શુદ્ધિ છે. તેણે વિશેષ શુદ્ધિમાટે સ્નાન કર્યા પછી પ્રાણાયામ તથા અગ્નિસ્પર્શ કરવો.

ધર્મને અર્થે અનાથ શૂદ્રના શવને જે બ્રાહ્મણો ઉપાડે તે બ્રાહ્મણોને એક દિવસનું સૂતક લાગે.

સવર્ણના મામા, માસી ને ફૂઇ આદિ સંબંધીના અનાથ પ્રેતને

ધર્માર્થે ઉપાડે, બાળે ને ક્રિયા કરે તો તેને ત્રણ રાત્રિનું મૃતસૂતક લાગે.

સપિંડના પ્રેતપાછળ સ્મશાન જવામાં અને અનાથ એવા અ-સપિંડના પ્રેતની પાછળ સ્મશાન જવામાં તથા તેમની ક્રિયા કરવામાં દોષ નથી.

સમાનવર્ણના કે ઉચ્ચવર્ણના પ્રેતપાછળ સ્મશાનમાં જાય તો સ્નાન તથા અગ્નિસ્પર્શ કરી થોડું ઘી ખાઇ પુનઃ સ્નાન તથા પ્રાણાયામ કરવાથી જનારની શુદ્ધિ થાય છે.

જો બ્રાહ્મણ ક્ષત્રિયના શવની પાછળ સ્મશાનમાં જાય તો તે બ્રાહ્મણને એક દિવસનું, જો તે વૈશ્યના શવની પાછળ જાય તો તેને દોઢ દિવસનું, અને જો તે શૂદ્રના શવની પાછળ જાય તો તેને ત્રણ રાત્રિનું સૂતક લાગે છે, અને તેમણે શુદ્ધિને માટે આગળની પેઠે સ્નાનાદિ કરવાં જોઇએ.

ધર્મને માટે અનાથના શવની વાંસે જવામાં દોષ નથી.

બ્રહ્મચારીને સપિંડનું પણ સૂતક ન લાગે. તેને બીજા કોઇનું શવ ઉચકવાનો, અગ્નિદાહ કરવાનો, તથા ઉત્તરક્રિયા કરવાનો અધિકાર નથી, માત્ર પોતાનાં માબાપ, આચાર્ય, ઉપાધ્યાય ને માતામહાદિનાં શવ ઉચકવામાં, અગ્નિદાહ કરવામાં, ને ઉત્તરક્રિયા કરવામાં બાધ નથી. તેમાં તેણે દશ દિવસ કોઇનો સ્પર્શ ન કરવો એ સૂતક. એ દશ દિન સંધ્યા તથા અગ્નિસેવાદિ કર્મનો તેને અધિકાર છે. માતાપિતાદિના સૂતકમાં પણ બ્રહ્મચારીએ સૂતકીનું અન્ન ખાવું નહિ, તથા સૂતકીનો સ્પર્શ કરવો નહિ. જો બ્રહ્મચારી પોતાના પિતા આદિનું અંત્યકર્મ ન કરે તો તેઓનું મૃતસૂતક પણ બ્રહ્મચારીને ન લાગે. જો તે પોતાના પિતા ઇત્યાદિનો દાહમાત્ર કરે તો તેને એક દિવસનું સૂતક લાગે છે.

જનોઇ આપ્યા પછી ને સમાવર્તનસંસ્કાર-બ્રહ્મચર્યવ્રત પૂરું કર્યા -પહેલાં જો સૂતક પડે તો સમાવર્તનસંસ્કાર કર્યા પછી પ્રથમ મરી ગયેલાનું બ્રહ્મચારીએ ત્રણ દિવસ સૂતક પાળવું.

જેણે જીવિતક્રિયા કરી હોય તેણે પોતાના કોઈ સંબંધીનું સૂતક પાળવું નહિ.

વાનપ્રસ્થ, સંન્યાસી ને પતિત એમણે કોઇનું સૂતક પાળવું નહિ, તેમ તેઓનું, રાજાએ મૃત્યુશિક્ષા કરેલાનું, આત્મહત્યા કરનારનું, વ્યભિચારી હોવાથી તે સ્ત્રીના પતિ ઇત્યાદિએ મારેલાનું, વીજળી પડવાથી મરેલાનું, બીજાએ ના પાડ્યા છતાં ગર્વથી નદી તરતાં ઝાડઉપર ચડતાં તથા કૂવા આદિમાં ઊતરતાં મરેલાનું, સિંહ સર્પ હાથી શૂકર ચોર બ્રાહ્મણ ને ચાંડાલ ઇત્યાદિકે મારેલાનું, મહાપાપીનું, મહાપાપીના સંસર્ગીનું, મહાપાપીના જેવા પાપીનું, તથા પાપી સ્ત્રીઓનું સૂતક બીજા કોઇએ પણ ન પાળવું. માતા તથા પિતા મૃત થાય તો સંન્યાસી તથા બ્રહ્મચારીએ વસ્ત્રસહિત સ્નાનમાત્ર કરવું.

સવર્ણના પ્રેતસંબંધી અથવા પોતાનાથી ઉચ્ચ વર્ણના પ્રેતસંબંધી ઉત્તરક્રિયા કરનારને મરનારની જાતિના સપિંડપ્રમાણે સૂતક લાગે, ને તે સૂતક પાળ્યા પછી જ્યારે ત્રણ કૃચ્છ્ર કરે ત્યારે તે શુદ્ધ થાય, પણ ધર્માર્થે તેમ કરવામાં દોષ નથી.

સ્નેહાદિવડે સવર્ણનો દાહમાત્ર કીધા છતાં તથા તેને ઘેર નિવાસ કીધા છતાં ત્રણ રાત્રિ સૂતક પાળવું. અને તેનું અન્ન ભક્ષણ કર્યું હોય તો દશ રાત્રિ સૂતક પાળવું. દાહ તથા અન્નભક્ષણનો અભાવ હોય તો એક દિવસનું સૂતક પાળવું.

પોતાનાથી ઊતરતા વર્ણના પ્રેતની ઉત્તરક્રિયા કરનારે મરનારના સપિંડજેટલું સૂતક પાળી બમણાં કિંવા ત્રમણાં કૃચ્છ્રત્રય કરવાં એટલે તેની શુદ્ધિ થાય છે. મુખ્ય લઇને હીનવર્ણવાળાનો દાહાદિ કરવાથી બમણું આશૌચ પાળવું પડે છે, ને પ્રાયશ્ચિત્ત પણ બમણું કરવું પડે છે. દ્વિજે શૂદ્રનાં દાહાદિ બનતાંસુધી ન કરવાં.

## રજોદર્શન.

સ્રીને જો સત્તર દિવસસુધીમાં ફરી રજોદર્શન થાય તો તેને સ્નાનમાત્રથી શુદ્ધિ, તે ઉપરાંત જો અઢાર દિવસસુધીમાં રજોદર્શન થાય તો તે સ્રીએ એક રાત્ર અસ્પર્શ પાળવો. ઓગણીશમે દિવસે બે દિવસ, ને વીશ કે તે ઉપરાંતના દિવસોમાં રજસ્વલા થનારી સ્રીએ ત્રણ દિવસ ક્યાંઇ અડકવું નહિ.

જે સ્રીને હમેશાં ઘણું કરીને વીશ દિવસની પહેલાં રજોદર્શન થતું હોય તેવી સ્રીએ દશ દિનમાં રજોદર્શન થાય તો સ્નાનમાત્ર કરવું, અગિયારમે દિવસે રજસ્ દેખાય તો એક રાત્ર, બારમે દિવસે રજસ્ દેખાય તો બે રાત્ર, ને તેરમે દિવસે કે તે ઉપરાંતના દિવસે રજોદર્શન થાય તો તેણે ત્રણ દિવસ અસ્પર્શ રહેવું.

---

## સંકીર્ણ.

રોગી, કૃપણ, દેણદાર, વ્યાવહારિક કે પારમાર્થિક કાંઇ ફળ નહિ કરનાર, વિદ્યાહીન, વિષયી, દુર્વ્યસની, પરાધીન, શાસ્રોક્તવિધિમાં શ્રદ્ધાવિનાનો, અને શાસ્ત્રોક્તનિષેધમાં ત્યાગવિનાનો એ સર્વને તેમની તે તે સ્થિતિ ન મટે ત્યાંસુધી સૂતકી ( મલિનચિત્તવાળા ) જાણવા.

ત્રણ દિવસનાં, દોઢ દિવસનાં, કે એક દિવસનાં તથા અતિક્રાંત સૂતક સર્વવર્ણને સમાન છે. પૂરા સૂતકમાંજ બ્રાહ્મણાદિના દિવસોની સંખ્યા ભિન્ન છે.

વૃદ્ધમનુષ્યના મરણસૂતકને છેલ્લે (દશમે) દિવસે પુત્રાદિકોએ મૂછ, નખનું મુંડનાદિ કરાવવું. માતા, પિતા ને પરમગુરુના ( કુળના આચાર્યના) સૂતકમાં પુત્રાદિકોએ મૂછમુંડનાદિ અવશ્ય કરાવવું. વળી પોતાનાથી મોટી વયના મનુષ્યના મરણમાં નાની વયવાળાએ ક્ષૌર કરાવવું.

રાજા, રાજસેવક, શિલ્પી, ચિત્રકાર અને વૈદ્ય ઇત્યાદિ જનો સંબંધીના મરણમાં માત્ર સ્નાનથી શુદ્ધ થાય છે. બ્રાહ્મણોને મધુપર્કવડે પૂજા થયા પછી તે કર્મ કરવામાં સૂતક નથી.

ગોત્રી કે પરગોત્રી, સ્ત્રી કે પુરુષ, જે પ્રેતની પ્રથમ દિને ક્રિયા કરે તેજ દશ દિવસના સૂતકને અંતે ક્રિયા કરે, બીજાથી તે ન કરાય.

પ્રેતનો દાહ કર્યા પછી પહેલે, ત્રીજે, સાતમે, કે નવમે દિવસે અસ્થિસંચયન ( હાડકાં એકઠાં કરવાં—ફૂલ રાખવાં ) કરવામાં આવે છે. તે ફૂલ ગંગાદિ પવિત્ર તીર્થોમાં પધરાવવાં જોઇએ.

વિવાહ, અન્ય ઉત્સવ અને યજ્ઞના ચાલતા પ્રસંગમાં સૂતક પડે તો તેનો બાધ ન ગણતાં પૂર્વનું કાર્ય ચાલુ રાખવું.

વૃદ્ધિસૂતકવાળાનો વૈદિક તથા સ્માર્તકર્મના સમયવિના બીજે સમયે સ્પર્શ થાય તો બાધ નથી, પણ મૃતસૂતકવાળાઓનો અન્ય સમયે પણ સ્પર્શ કરવો યોગ્ય નથી.

ગામમાં જ્યાંસુધી કોઇ મનુષ્યનું શવ પડ્યું હોય ત્યાંસુધી ગામને સૂતક છે, પણ નગરમાં સૂતક નથી. ઘેર ગાય આદિ પશુ મરે તો જ્યાંસુધી તે પશુનું શવ ઘેર રહે ત્યાંસુધી તે ઘરવાળાઓને સૂતક છે.

બ્રાહ્મણને ઘેર કૂતરું મૃત થયાં છતાં તે ઘરનાં માણસોને દશ રાત્રિ સૂતક, શૂદ્ર મૃત થયા છતાં માસપર્યંત સૂતક, પતિત મૃત થયા છતાં બે માસપર્યંત સૂતક, ને મ્લેચ્છાદિક મૃત થયા છતાં ચાર માસ સૂતક જાણવું.

ઘેર જન્મેલો, વેચાતો લીધેલો, કરજ આપી છોડાવેલો, તથા કોઇના તરફથી મળેલો, ઇત્યાદિ પ્રકારના દાસે ધણી મૃત થયા છતાં પોતાની જાતિનું સૂતક પાળવું.

જેને જેટલો કાલ સૂતકનો કહ્યો છે, તેટલો કાલ સૂતક પાળ્યા

પછી સ્નાનવડે તે શુદ્ધ થાય છે, સ્નાન કર્યા વિના માત્ર તેટલો કાલ વ્યતીત કરવાથીજ શુદ્ધ થતી નથી.

સૂતકમાં સ્વસ્ત્રીનો પણ ત્યાગ સેવવો. અંત્યકર્મ કરનારાએ અસ્થિસંચયનથી પહેલાં સ્ત્રીસંગ કર્યો હોય તો તેણે ચાંદ્રાયણું ને અસ્થિસંચયનપછી સંગ કર્યો હોય તો તેણે ત્રણ પ્રાજાપત્યનું પ્રાયશ્ચિત્ત કરવું. બીજા મૃતાશૌચવાળાઓએ અસ્થિસંચયનથી પહેલાં સ્ત્રીસંગ કર્યો હોય તો તેણે ત્રણ રાત્રિ ઉપવાસ કરવા, ને અસ્થિસંચયનપછી જો સ્ત્રીસંગ કર્યો હોય તો તેણે એક રાત્ર ઉપવાસ કરવો.

બીજા ગોત્રવાળો આપત્તિકાલવિના જાણીને એક વાર પણ સૂતકીનું રાંધેલું અન્ન જમે તો જે દિવસે તે જમે તે દિવસથી તેને જેટલા દિવસસુધી તેનું સૂતક બાકી હોય તેટલા દિવસસુધી સૂતક પાળવું. સૂતકને અંતે બ્રાહ્મણે સાંતપન પ્રાયશ્ચિત્ત કરવું. અજાણમાં જમાયું હોય તો તે અન્ન પચે ત્યાંસુધી સૂતક ને એક રાત્રિ ઉપવાસ તથા દશ પ્રાણાયામ કરવા. આપત્તિકાલે અજાણમાં ભોજન થયું હોય તો તે દિવસે સૂતક પાળી એક પ્રાણાયામ કરવો. આપત્તિકાલમાં જાણીને ભોજન કરવાથી ત્રણ વાર અઘમર્ષણ તથા ૧૦૦૮ ગાયત્રીમંત્રનો જપ કરવો. વૃદ્ધિસૂતકમાં આથી ઓછું પ્રાયશ્ચિત જાણવું.

સૂતકીએ સ્પર્શ કરેલું બીજાનું અન્ન જાણીને જમે તો જમનારે કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું.

સૂતકીનું કાચું અન્ન ગ્રહણ કરવાથી અર્ધ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું પડે, પણ સૂતક ન લાગે. દાતા તથા ભોક્તા એ બંનેને અજ્ઞાત વૃદ્ધિસૂતક તથા મૃતસૂતક હોય તો તેમાં તેમને દોષ નથી. દાતાને તેવું જ્ઞાન ન છતાં ભોક્તાને જ્ઞાન હોય તો ભોક્તાને પૂર્ણ પ્રાયશ્ચિત્ત, ને દાતાને જ્ઞાન છતાં ભોક્તાને તે વિષેનું જ્ઞાન ન હોય તો અલ્પ પ્રાયશ્ચિત્ત. ભોજનના નિમિત્તથી સૂતક હોય તેમાં કર્મનો લોપ નથી.

જેણે પ્રથમ પ્રાયશ્ચિત્તનો આરંભ કર્યો હોય તેને પ્રાયશ્ચિત કરતી વેળા સૂતક નથી. પ્રાયશ્ચિત્તની સમાપ્તિપછી તેણે ત્રણ રાત્રિ અતિક્રાંતસૂતક પાળવું. કર્મનું અંગભૂત નાંદીશ્રાદ્ધ કર્યું હોય તેને તે કર્મની સમાપ્તિપર્યંતમાં તે કર્મનાં ઉપયોગી કાર્યવિષે પીડા ઇત્યાદિક છતાં સૂતક નથી. વૃદ્ધિસૂતકવાળાને તથા મૃતસૂતકવાળાને મરણસમય પ્રાપ્ત થયે સૂતક નથી, તેથી દાનાદિક તથા મરનારને આતુરસંન્યાસ પણ થાય છે. દેશમાં યુદ્ધાદિ મોટી પીડા થાય વા દુકાળ પડે તો તેમાં તેજ સમયે શુદ્ધિ, ને તે આપત્તિ દૂર થયા પછી જો સૂતક શેષ રહેતું હોય તો તે શેષ રહેલું સૂતક પાળવું.

અન્નસત્રવાળાને અન્નના દાનમાં સૂતક નથી. દાન લેનારને કાચું અન્ન લેવામાં દોષ નથી, રાંધેલું અન્ન જમે તો ત્રણ રાત્રિ દૂધ પીને રહેવું જોઇએ.

પ્રથમ ગ્રહણ કરેલા અનંતવ્રતાદિક, એકાદશી ઇત્યાદિ, અને આરંભ કરેલાં કૃચ્છ્રાદિ વ્રતમાં સૂતક નથી. તેમાં સ્નાનાદિ શરીરસંબંધી નિયમો પોતે કરવા, ને પૂજાદિક અન્યદ્વારા કરાવવાં બ્રાહ્મણભોજનાદિક સૂતક ગયા પછી કરવું.

જેણે યજ્ઞદીક્ષા ગ્રહણ કરી છે તેને દીક્ષણીય ઇષ્ટિ થયા પછી યજ્ઞાંતસ્નાનપર્યંત યજ્ઞકર્મમાં સૂતક નથી. દીક્ષિતે અને ઋત્વિજે કર્મના મધ્યમાં સ્નાનમાત્ર કરવું. કર્મની સમાપ્તિ થયા પછી તેમણે ત્રણ રાત્રિ સૂતક પાળવું. રોગભય તથા રાજભય ઇત્યાદિના નાશમાટેના શાન્તિકર્મમાં સૂતક નથી. જેનું કુટુંબ ભૂખે પીડાતું હોય તેને દાન લેવામાં સૂતક નથી. વિસ્મૃતિવાળાને શાસ્ત્રના અધ્યયનમાં તથા વૈદ્યને નાડીસ્પર્શમાં સૂતક નથી.

મૂર્ત્તિની પ્રતિષ્ઠા, ચૌલ, ઊપનયન, વિવાહાદિક ઉત્સવ, તળા-

ચાદિનો ઉત્સર્ગ, કોટિહોમ ને તુલાપુરુષનું દાન ઇત્યાદિ કર્મમાં નાંદી-શ્રાદ્ધ થયા પછી સૂતક નથી. પ્રથમ સંકલ્પ કરેલા પુરશ્ચરણનો જપ તથા અંતરાયવિના સંકલ્પ કરેલું હરિવંશનું શ્રવણાદિક એ વિષે જો બીજો ઉપાય ન હોય તો પ્રારંભપછી સૂતક નથી.

વિવાહાદિમાં નાંદીશ્રાદ્ધપછી સૂતક પ્રાપ્ત થતાં પ્રથમ સંકલ્પ કરી રાખેલું અન્ન અસગોત્રવાળાએ દેવું, તથા ભક્ષણ પણ કરવું. સૂતકીએ દેનારનો, ભોજન કરનારનો, તથા સિદ્ધ કરેલા અન્નનો સ્પર્શ કરવો નહિ. વિવાહાદિ કાર્યમાં તથા અન્ય સમયમાં બ્રાહ્મણ ભોજન કરતાં છતાં દાતાને સૂતક પ્રાપ્ત થાય તો પાત્રઉપર પીરસેલા અન્નનો ત્યાગ કરી બીજાના ઘરના જલવડે આચમન લેવું.

પાર્થિવ શિવલિંગની પૂજામાં તથા સંક્રાંતિસંબંધી તથા ગ્રહણ-સંબંધી સ્નાનદાનાદિમાં સૂતક નથી, તથા નિત્ય કરવાના એવા સ્નાન, આચમન, ભોજન, નિયમ ને સ્પર્શને અયોગ્યનો સ્પર્શ ઇત્યાદિ નિયમમાં સૂતક નથી. વૈશ્વદેવ બ્રહ્મયજ્ઞ ને દેવપૂજા ઇત્યાદિ નિત્યકર્મ, નૈમિત્તિકકર્મ, તથા કામ્યકર્મ એ સૂતકમાં કરવાં નહિ. ભોજનકાળે સૂતક ઉપજાવનાર જનન તથા મરણ સાંભળ્યાં છતાં મોઢામાંનો ગ્રાસ કાઢી સ્નાન કરવું મોઢામાંનો ગ્રાસ ભક્ષણ કરવામાં આવે તો એક ઉપવાસ કરવો. સઘળું અન્ન ભક્ષણ કરવામાં આવે તો ત્રણ રાત્રિ ઉપવાસ કરવા.

ફૂલ, ફલ, મૂલ, મીઠું, મધ, શાક, ઘાસ, કાષ્ઠ, જલ, દૂધ, દહિં, ઘી, ઔષધ, તલ, તેલ, શેરડી, શાકર, ખાંડ, ગોળ, પૌઆઆદિ ભૂંજેલાં અન્ન, અને લાડુ ઇત્યાદિ પદાર્થ જેની ઉપર સૂતકીનું સ્વામિ-ત્વ હોય, તથા સૂતકીના ઘરમાં રહેલા હોય, છતાં તે ગ્રહણ

કરવામાં દોષ નથી, પણ તેમાંની કોઇ પણ વસ્તુ સૂતકીના હાથથી ગ્રહણ કરવી નહિ. બજારમાં તો વ્યાપારીને સૂતક હોય તોપણ તેના હાથથી લવણાદિક અને કાચું અન્ન વેચાતાં લેવામાં દોષ નથી, પણ જલ, દહિં ને પૌંઆ ઇત્યાદિ પદાર્થ તેના હાથથી વેચાતા લેવા નહિ.

જીવતાં માબાપોનો વિચાર કરીને ગંગાદિ તીર્થોમાં, ભાસ્કરાદિ ક્ષેત્રોમાં, અગ્નિહોત્ર લીધા પછી, સોમયજ્ઞ કરવામાં, ને માતા, પિતા, ગુરુ, મામો, મામી, નાનો, ( માનો બાપ, ) નાની, સસરો સાસુ, સ્વજ્ઞાતિ, મિત્ર, બેન, બનેવી, માસો, માસી, ફુઓ, ફુઇ, મોટો ભાઇ, ભાભી, મોટી વયના સપિંડ તથા સમાનોદક, રાજા, કાકો, ને કાકી એટલાઓની પાછળ વપન ( ચોટલી રાખી માથાના દાઢીના તથા મૂછના વાળ ઊતરાવવા તે ) કરાવવું. મરનારથી નાના સંબંધીઓમાંનો પુરુષવર્ગ ક્ષૌર ( ચોટલી રાખી માથાના વાળ ઊતરાવવા તે ) કરાવે. પ્રથમ લગેલા સૂતકની પાછળ વપન ન કરાવે તો જ્યાંસુધી વળ રહે ત્યાંસુધી તે સૂતકી ગણાય. મરનાર જો પોતાથી નાની વયનો હોય ને સંબંધથી મોટો હોય તો તેની પાછળ વપન કરાવવું જોઇએ, જેમકે ઓરમાન મા, કાકો ને મામો આદિ પોતાના કરતાં અવસ્થાએ નાનાં હોય તોપણ સંબંધે મોટાં છે, માટે તેઓની પછવાડે વપન કરાવવું જોઇએ. નાની વયનાની મરણક્રિયા જો મોટાને કરવાનો પ્રસંગ આવે તો તેણે ક્રિયામાત્ર કરવી, પણ વપન કરાવવું નહિ.

જે દહાડે સૂતક ઊતરતું હોય તેને આગલે દિવસે એકટાણું જમવું, કારણ સૂતકમાં ખાધેલું અન્ન જ્યાંસુધી પાચન થયું નથી ત્યાંસુધી તે સૂતકી શુદ્ધ થઇ શકતો નથી. સૂતક સૂર્યોદયસમયે ઊતરતું હોય તો આગલી રાત્રિના પૂર્વભાગનું ને જો રાત્રિના ઊતરતું

હોય તો તે દિને સવારના પૂર્વભાગનું ભોજન વર્જ્ય કરીને સૂતક ઊતર્યાપછી શુદ્ધ થઇ ભોજન કરવું.

રજસ્વળાએ નિત્ય સ્નાન કરવું નહિ, કેવલ ચોથે દહાડે માથા આદિમાંથી ચીકાશ કાઢી નાખું. વસ્ત્ર એકજ રાખવું. રજસ્વળા સ્ત્રીઓ હમણાં જે ત્રીજે દિવસે સ્નાન કરે છે તે ચોથે દહાડે સ્નાનમાં વિલંબ ન થાય માટે માથા આદિમાંથી ચીકાશ કાઢી નાંખવામાટે છે, પરંતુ તે અશાસ્ત્ર છે. સુતકી અને રજસ્વળા એ બંનેએ દૂધ અને તાંબુલ ન વાપરવાં.

સૂતકમાં વૈશ્વદેવ ન કરવો, પણ બલિદાન અને પ્રાણાહુતિ કરવાં.

સાળો, સાળાનો પુત્ર, જમાઇ, મૂલપુરુષને લઇને પાંચમી પેઢીસુધીની પરણેલી કન્યાઓ, અને ત્રણ પ્રકારના બંધુઓનાં છોકરાઓનાં મરણોમાં સ્નાનમાત્ર લાગે, કેમકે તેમનો થોડો સંબંધ છે.

રજસ્વળા આદિના સ્પર્શમાં શિશુને ( જેને અન્નપ્રાશન થયેલું નથી એવા પુત્રને ) પ્રોક્ષણ કરવું, બાળકને ( જેને ચૂડાકરણ થયેલું-બાળમોવાળા ઊતરાવ્યા—નથી તેવા પુત્રને ) આચમન કરાવવું, અને કુમારને ( ઉપવીત નહિ થયેલા પુત્રને ) સ્નાન કરાવવું.

વૃદ્ધિસૂતકવાળાથી મૃતાશૌચવાળો બમણો અશુદ્ધ છે, મૃતાશૌચવાળાથી રજસ્વળા બમણી અપવિત્ર છે, રજસ્વળાથી સુવાવડી બમણી અપવિત્ર છે, અને સુવાવડીથી શબ બાળનાર બમણો અશુદ્ધ છે.

રજસ્વળાનો વા તેણે પહેરેલા વસ્ત્રનો કોઇને જો અજાણતાં સ્પર્શ થાય તો તેણે વસ્ત્રસહિત સ્નાન કરવું. તે માણસને જો અજાણતાં બીજો માણસ સ્પર્શ કરે તો તેણે પણ વસ્ત્રસહિત સ્નાન કરવું, ને તેને કોઇ ત્રીજો માણસ જો અજાણતાં સ્પર્શ કરે તો તેણે હાથપગ ધોઇ આચમન લેવું. જો જાણીને સ્પર્શ કરે તો ત્રણે

માણસોએ વસ્ત્રસહિત સ્નાન કરવું જોઇએ, ને ચોથા માણસે હાથપગ ધોઇ આચમન લેવું જોઇએ. અપવિત્ર પદાર્થનો સ્પર્શ થાય તો તેમાં પણ ઉપર કહ્યા પ્રમાણે વર્તવું જોઇએ.

રજસ્વળા સ્ત્રી ચોથે દિવસે સ્નાન કરીને ઘરનું સાધારણ કામકાજ કરી શકવાને શુદ્ધ થાય છે, ને અન્ન તથા શાક આદિનો તે સ્પર્શ કરી શકે છે, પણ તે રસોઇ આદિ કરવામાં શુદ્ધ ગણાતી નથી. દેવસંબંધી ને પિતૃસંબંધી કામમાં તો તે પાંચમે દિવસે યોગ્યતાવાળી ગણાય છે.

કામકાજમાં મન વ્યગ્ર હોવાથી વા નિદ્રાને લીધે રજોદર્શન જાણવામાં ન આવ્યું હોય તો ત્યાંસુધી તે સ્ત્રી પવિત્ર કહેવાય, પણ જ્ઞાન થયા પછી તે જો કોઇ પદાર્થોનો સ્પર્શ કરે તો તે પદાર્થોને યથાયોગ્ય શુદ્ધ કરવા જોઇએ.

રજસ્વળા સ્ત્રીઓએ પરસ્પર સ્પર્શ કરવો નહિ. તેમાં પણ ચઢતા વર્ણવાળી રજસ્વળાએ ઊતરતા વર્ણની રજસ્વળાના સ્પર્શનો અવશ્ય ત્યાગ સેવવો.

રજસ્વળાએ ચોથે દિવસે સૂર્યોદયપછી મલને ધોઇ નાંખી શુદ્ધ માટીથી દાતણ કરવું. પછી મલનો ત્યાગ કરી બની શકે તો ગાયના છાણવાળા જલથી નહિ તો એકલા જલથી શરીરને ધોઇ વસ્ત્રસહિત સ્નાન કરવું. સ્નાન કર્યા પછી તેણે પવિત્ર વસ્ત્ર ધારણ કરવું.

જો તાવના રોગવાળી સ્ત્રી રજસ્વળા થાય તો ચોથે દિવસે તે રજસ્વળા સ્ત્રીનો બીજી સ્ત્રી દશ વાર સ્પર્શ કરીને દશ વાર ક્રમપૂર્વક સ્નાન તથા આચમન કરે. જ્યારે છેલ્લી વેળા સ્પર્શ કરે ત્યારે તે તેનાં કપડાં બદલાવે. એમ કરવાથી તે રોગી રજસ્વળા શુદ્ધ થાય છે. પછી તે સ્ત્રી યથાશક્તિ દાન કરે.

શાપ પામેલ, મહાપાપી, સુવાવડી, રજસ્વળા ને નાસ્તિક તેમણે જોયેલા ભોજનના અન્નને પ્રોક્ષણ કરી તેમાંથી થોડો ભાગ કાઢી નાંખી પછી જમવું. રજસ્વળા આદિએ જોયેલું જલ અપવિત્ર થતું નથી.

તીર્થમાં, ઉત્સવમાં, વિવાહમાં, યાત્રામાં, સંગ્રામમાં, યજ્ઞમાં, વનમાં, ને નગરનો કે ગામનો દાહ થતો હોય તેમાં સ્પર્શ નહિ કરવાયોગ્યનો સ્પર્શ થયા છતાં માણસને દોષ લાગતો નથી.

સૂતકી તથા રજસ્વળાએ સ્પર્શ કરેલા ઊનના વસ્ત્રને તડકે નાંખી ઝાટકવાથી તે શુદ્ધ થાય છે.

ઉંટડીનું દૂધ, ડાબલાવાળા પશુઓનું દૂધ, સ્ત્રીનું દૂધ, અરણ્યનાં પશુઓનું દૂધ, ગાડરનું દૂધ, વાછડા કે વાછડી મરી ગયાથી શોક કરતી ગાયનું દૂધ, ને જેને વિયાયાને દશ દિવસ થયા નથી એવી ગાયનું તથા ભેંસનું દૂધ દ્વિજે ઉપયોગમાં ન લેવું.

# श्रीसाधनपंचक.

वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां,
तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यतां ।
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयता-
मात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥ १ ॥
संगः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढाधीयतां,
शांत्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यतां ।
सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां,
ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरो वाक्यं समाकर्ण्यताम् ॥ २ ॥

वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरः पक्षः समाश्रीयतां,
दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोऽनुसंधीयतां ।
ब्रह्मैवास्मि विभाव्यतामहरहो गर्वः परित्यज्यतां,
देहेऽहं मतिरुज्झतां बुधजनैर्वादः परित्यज्यताम् ॥ ३ ॥
क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यतां,
स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात्प्राप्तेन संतुष्यतां ।
शीतोष्णादि विषह्यतां न तु वृथा वाक्यं समुच्चार्यता-
मौदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥ ४ ॥
एकांते सुखमास्यतां परतरे चेतः समाधीयतां,
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यतां ।
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां,
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥ ५ ॥

यः श्लोकपंचकमिदं पठते मनुष्यः,
संचिंतयत्यनुदिनं स्थिरतामुपेत्य ।
तस्याशु संसृतिदवानलतीव्रघोर-
तापः प्रशांतिमुपयाति चितिप्रसादात् ॥ ६ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्य-विरचितं साधनपंचकं संपूर्णम् ॥

## શ્રીદક્ષિણામૂર્તિનું વર્ણન.

શ્રીદક્ષિણામૂર્તિ એ શ્રીમહેશ્વરનું નામ છે. શુદ્ધસત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવી પ્રકૃતિને માયા કહેવામાં આવે છે, ને તે માયાના નિયામક વેદમાં મહેશ્વર એવા નામથી પ્રસિદ્ધ છે. શ્રીદક્ષિણામૂર્તિએ શ્રીસનકાદિકને ભદ્રામુદ્રાવડે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યાનું સંપ્રદાયવેત્તાઓ આ પ્રમાણે નિરૂપણ કરે છેઃ—

શ્રીસનકાદિક ચારે બંધુઓને કોઈ વેળા તત્ત્વજ્ઞાન સંપાદન કરવાની પ્રબલ ઇચ્છા પ્રકટી, તેથી તેઓ સમિત્પાણિ થઇ ભગવાન્ બ્રહ્માને શરણે ગયા. ત્યાં તેમની રાજસી પ્રવૃત્તિ જોઇને તેઓની તેમનામાં શ્રદ્ધા ઉપજી નહિ એટલે તત્ત્વજ્ઞાનસંબંધી કાંઇ પણ પૃચ્છા તેમને તેમણે ન કરી. પછી તેઓ ભગવાન્ વિષ્ણુની પાસે ગયા. ભગવાન્ વિષ્ણુને શ્રીલક્ષ્મીસાથે વિલાસમાં પ્રવૃત્ત થયેલા જોઇ તેમની તેમને વિષે પણ શ્રદ્ધા ન ઉપજી, તેથી તેમને પણ તત્ત્વજ્ઞાનસંબંધી કાંઇ પણ પ્રશ્ન ન કરતાં કૈલાસમાં ભગવાન્ રુદ્રની પાસે તેઓ ગયા. ભગવાન્ રુદ્રને પોતાના ગણોની સાથે યથેષ્ટ વિહાર કરતા જોઇ તેમનામાં પણ તેઓની શ્રદ્ધા બેઠી નહિ. પછી તેઓ ઉદાસ થઇ તત્ત્વજ્ઞાનમાટે અંતર્યામીની પ્રાર્થના કરતા કરતા કૈલાસપર્વતઉપર વિચરવા લાગ્યા. તેમના શુદ્ધભાવની પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા અંતર્યામિરૂપ શ્રીમહેશ્વર તેમને તત્ત્વોપદેશ આપવા ભદ્રવટની નીચે ભદ્રામુદ્રાસહિત શ્રીદક્ષિણામૂર્તિરૂપે પ્રાદુર્ભાવ પામ્યા. તેમની કિશોરઅવસ્થાવાળી અત્યંત સૌમ્ય મૂર્તિ જોઇને ચારે ભાઇઓને તેમનામાં અત્યંત શ્રદ્ધા ઉપજી. પછી તેમણે કરેલી ભદ્રામુદ્રા જોઇને તેઓ અમારા પ્રતિ નીચે પ્રમાણે ઉપદેશ કરે છે એમ તેમને વિચાર કરતાં જણાયુંઃ—

"ત્રણ ગુણથી પૃથક્ થયેલો જીવ બ્રહ્મરૂપ છે, અને તે બ્રહ્મ અનાદિઅનંત છે. વળી જીવના હૃદયમાં જે અવિદ્યારૂપી મોટો કાંટો રહ્યો છે તેને કાઢવામાટે આ બ્રહ્મજ્ઞાનરૂપ ચીપીઓ સર્વોત્તમ છે."

એ પ્રમાણે મનવડે નિશ્ચય થતાં તેમના ચિત્તની બ્રહ્મમાં એકાગ્રતા થઇ. એવી રીતે ભદ્રામુદ્રારૂપ મૌનવ્યાખ્યાનવડે સદ્ગુરુરૂપ શ્રીદક્ષિણામૂર્તિએ સનકાદિકને ઉપદેશ કર્યો છે.

મનુષ્યમિત્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦—૪—૦ સ્વાભાવિક ધર્મ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૨—૬ સુબોધકલ્પલતા. બીજી આવૃત્તિ. રૂ. ૦—૯—૦ સદુપદેશદિવાકર પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦—૧૨—૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. રૂ. ૦—૧૨—૦ સદુપદેશદિવાકર તૃતીય કિરણ રૂ. ૦—૧૨—૦

ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦—૪—૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. બીજી આવૃત્તિ. રૂ. ૦—૮—૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫. રૂ. ૦—૮—૦ અંતર્યામીના આદેશો. રૂ. ૦—૧૦—૦, રૂ. ૦—૮—૦ યોગપ્રભાકર. બીજી આવૃત્તિ. રૂ. ૦—૩—૬ શ્રીમદ્ભગવદ્‌ગીતા સરલાટીકાસહિત. બીજી આવૃત્તિ. રૂ. ૦—૭—૬ અપ્રાપ્ય. પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. બીજી આવૃત્તિ. રૂ. ૦—૩—૬ ગીતાદિ પંચરત્ન સટીક. ભિન્ન ભિન્ન જાતનાં પુંઠાંવાળાં. રૂ. ૦—૯—૦, ૦—૭—૦, ૦—૬—૦ અપ્રાપ્ય. રાસપંચાધ્યાયી ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦—૭—૦, ૦—૫—૬ પ્રણવપદ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦—૨—૦ પ્રણવવિસ્તારપદ. બીજી આવૃત્તિ. રૂ. ૦—૨—૦ નાથકાવ્ય. રૂ. ૦—૫—૦ સદુપદેશમાલા પ્રથમભાગ. રૂ. ૦—૩—૬ પત્રકલ્પમંજરી. રૂ. ૦—૩—૦ વિનોદમાલા. રૂ. ૦—૫—૦ દુરાચારગિરિવજ્ર. રૂ. ૦—૨—૬ મહામંત્રમાલિકા. રૂ. ૦—૩—૦ સુવિચારચંદ્રિકા. રૂ. ૦—૨—૦ રુદ્રસૂક્ત, પુરુષસૂક્ત ને ઇશાવાસ્ય, સ્વર શબ્દાર્થ ને વિવેચનાદિસહિત. રૂ. ૦—૪—૦ શ્રીસૂક્ત, બે પ્રકારની ટીકાસાથે. રૂ. ૦—૦—૯.

અન્યકૃત પુસ્તકો:—નૈમિત્તિકકર્મપ્રકાશ. રૂ. ૨—૬—૦ કર્તવ્યબોધ. રૂ. ૦—૮—૦ સંગીતગીતા. રૂ. ૦—૬—૦ ઋષિવિદ્યા. રૂ. ૧—૮—૦ પ્રશ્નોત્તરમાલિકા. રૂ. ૧—૮—૦ જીવન્મુક્તિવિવેક. રૂ. ૧—૪—૦

ઉપર લખેલાં સર્વ પુસ્તકો વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા, કાઠિયાવાડ એ સ્થળેથી ઉપર લખેલા મૂલ્યથી મળી શકશે.

---